ॐ तत्सत्

# કુંદ-કળા.

રચનાર.

વ્યાસ. નિ. મં. રાંદેર વાળા,





અમદાવાદ.

ઘીકાંટે—જયન્તિ પ્રિન્ટિંગ પ્રેસમાં

પટેલ. દેસાઇભાઇ હીરાચંદે છાપી.

સંવત ૧[illegible] સને

કીંમત ૦—૨—૦

ॐ तत्सत्

# છંદ-કળા.


રચનાર.

વ્યાસ. નિ. મં. રાંદેર વાળા.







અમદાવાદ.

ઘીકાંટે—જયન્તિ પ્રિન્ટિંગ પ્રેસમાં

પટેલ. દેસાઇભાઇ હીરાચંદે છાપ્યો.

સંવત ૧૯૫૮ સને ૧૯૦૨

કીંમત ૦—૨—૦

# કુંદ-કળા.

## અંક પહેલો.

૧

બારાંગના } શિવ શિવ ગુરૂ ગુણ અગણ સાંબ હર,
દરબારી } કુદરત ભારી, શું શકું વિચારી !
લ્હેરો ન્યારી ન્યારી, દાતા બલિહારી ! શિ૦
નાનું નાવ નવું નવું સમુદ્ર તરવા છૂટતું,
તરવું કે ડૂબિ જવું સત્ય શિવ જાણે રચ્યું,
તું — હે — તા — રી — શિ૦
તરવા સમર્થ નથી તારવા વિચાર કાંઇ.
ઝૂમે ઝૂમે ખમં દયા તું તારે દાતારે આભતં ભૂમીને,
ઘરઘર તું દુ:ખહરતું સહુપર એક નજર તું
નિરભય ને સતમગ તો
અવની- અધર- શિ૦

૨

[illegible]—કોઈ કુસ્તીનો કરનારો આંય આવે બતાઉં,

છે મલ્લ અખાડો મારો રાજા લાડવા ઉડાઉં,
કોઇ દશ ખાનારો આવે તો હું પચ્ચીસ ખાઉં,
કોઇ પચ્ચીસનો ખાનારો આવે ખાઇજ જાઉં,
હું કુસ્તી લગાઉં ને લાડવા ચડાઉં.
કોઇ મારી સાથે કુસ્તી કરશે ખાઇજ જાઉં.
લાડુ સાથે ભજીયાં પુરી જે આવે તે ખાઉં,
શાક દાળને ભાત નકામાં હાથે નહિ લગાઉં. હું૦

૩

**વિદ્યાર્થી**—રળે અન્નને વસ્ત્ર બહુ માન પામે,
ભલા ભૂપતી હોય તે શીશ નામે,
ભણ્યો ને ગણ્યો તેજ ભંડાર વાળો,
રળ્યા મૂર્ખ હૂંએ નહીં એક આરો.

૪

**કળા**—જાણવું જરૂર તારૂં કામછે વિચાર જીવ. જાણવું૦
અન્ન ખાય શેર તોય જરા ના વિચારે,
થાયછે ફજેતી તોય મન નાહિ વારે,
હોત પશુ તોજ યોગ્ય કામછે. વિચાર.
તારૂં થવાનુ તેને શીદને વીસારે,
નાનકડા જીવને શું કામ મારે ભારે ?
વિચાર સારૂં કર ફુલેસુકામ છે. ૧૫-૭૦

૫

રાંગના—નૃપવર રો અમર અવિચલ આગપર.

દુઃખહર સુખકર જે રેહેમ નજર-
શાંતિકર  મનહર  સદા  પ્રેમધર-
સુજાણુ વિજયી થાય, ધન્યધન્ય તે કેવાય,
જગત સુજશ ગાય, સદ્‌ગુણી જીવો રાય,
સાચાને પ્રભુ રહે સહાય, જયવિજય આખર,
આજ રંગ આજ રંગ ગાઓને રીઝાવો,
તક ગદિગનથા કટિનક માન દઇ બજાવો,
તરકિટ ધિન્ના ધાકિટ તાકિટ તકધુમિ કડનક કિડાનધા
થૈયા-તાથૈયા-તાથૈયા-તાથૈયા- નૃ૫૦

૬

કુંદકળા—શંકર પણ વિજયી થયા વસિષ્ઠ પણ બળવાન,
રામ થયા રાવણ થયા ભીમ કૃષ્ણ કળવાન.
વહ્યો વખત શો જાયછે, ગયા ગયારે આગયો-
ત્રણ ગયા જુગ જાયછે, ફેરફાર થઇ રહ્યો;
કલ્પ કઇ બદલાયછે, આ કળિ કાળ જાય છે,
જુવો જુવો શું થાયછે? જશે વખતે આ વહ્યો. જુવો૦

૭

જયપાલ-રસિલી આમ શું કરે ! સમુર સમુર સ્યાણીરે.
શો ગુન્હો કર્યો કહે, નકામી દુઃખ શેપરે? અરે-અરે-અરે- સમુ૦
સોંપ્યું રાજ પ્રાણ શીદ રિસાય દાસના પરે? અરે-અરે-અરે

જય—

૮

આહાહા શી આ પ્રતિમા સુધા સુધા અંગે વ્યાપ્યું પ્રિયને!
લપટાવી લલના રતી, જંગ ચઢે તો સર્વ પિયૂ મનને.

૯

કુંદ—આ સંસાર સુનો થયો એક જતાં ગયું ગામ!
સગી ગઇ સાવકી થઇ ત્યારે મારો રામ!
માડી સાથે સહુ ગયું ગયા પિતા બદલાઇ!
હાય હાય મા ગઇ મરી સુખડાં ગયાં તણાઇ!
બાપુને રામ રામ માડી ને પ્રણામ કરું,
સુખી રહો એકલાં અભાગી હું પ્રયાણ કરું,
મળી ઓરમાન પછી બાપુનું શું માન રહ્યું?
બાપુને રામ રામ માડીને પ્રણામ કરું- —બા.

૧૦

વિમળા—આજે આનંદ! (૨) વાધ્યો ટળ્યો રડ્યો નડતર જે!
આજે આનંદ (૨) વાધ્યો કુમુદ બધું ભોગવશે!
આજે આનંદ (૨) કંદ ઉમંગ ન માયરે!
ગયું કાસળ(૨)ને ટળ્યું પાપ મન હરખાયરે!

૧૧

કુમુ—હાય હશે ના સાવકી માતા. —હાય.
ઝેર ઝેર વરસાવે ભુંડીને દયા ન આવે. —હાય.

કોણ હવે કોટે વળગાવે, કહો વ્હાલાંઓ લાડ લડાવે?
સાવકીએ બાપુ વશ કીધા.
હાય! હાય! હાય! હાય! —હાય.

૧૨

**કળા**—ઓ ભાઇ દુખડાં કેમ સહેવાશે?
**કુંદ**—ઓ એની ધાર્યું પ્રભુ તણું થાશે.
**કળા**—માડી ગઇ ગયાં સુખ સહુ ઊડી પીતાએ માયા ઉતારી,
ઓરમાન માતાએ દીધાં ન ઠરવા વિપતી પાડી ભારી-ઓભાઇ૦
**કુંદ**—રડના છાની એની પ્રભુજી તારી ખબરો લેશે.
**કળા**—બાઇ જશો પછી માતા મુજને જરીએ ઠરવા ન દેશે-ઓભાઇ૦

૧૩

**છોકરા**—તારા બાપની બાઇડી તારી બા.
**ગાંડો કુમાર**—ચૂપ—ચૂપ—ચૂપ—
**છોકરા**—હે—હે—હૈં— તારા૦
અલ્યા અલ્યા આતો છે વેલો,
છી છી છી છી અંગે મેલો,
રમતા ના કોઇ એની સાથે,
**કુમાર**—જોજોની હું મારી માને કહી દઇશ!
અ—અં—અં—અં— તારા૦

૧૪

**કળા**—ગયા બાપુજી પોતે હો ગયા બાપુજી પોતે!

વીરને શોધીને તેડીજ લાવશે માડી રીસાવશે બહુ,
રીસાવશે પછી આપુજી મારશે હસ્તે તો જોશે સહુ —ગયા.
આપણે તો ઓ આનંદ થાશે રમશું આનંદ ભેર,
રાજા થશે બાઇ પરણશે બેન સાસર લીલા લેહર ! ગયા.

૧૫

**કુળા**—આલી એની કોણ તુ જે મારે?
ચાલ છાની રહે ન બોલતી અહીં! —કોણ.
માગણીએ તો મારવા ધાય,
ખાસડે ભુંડી તું રાજી થાય,
લાજ નહિ તેને શું કહેવાય !
જા તને જોઇને જીવ ડોલાય !! **ચાલ૦**

૧૬

**જયપાળ**— લાજે નહિં તું હજીએ હેવાન;
કપટે ફસાવી કારીઘા લગાવી મારાંને દુભાની લીધું મારૂં માન.
જાદૂર થાદૂર ચંડાળણી નાર ભુલીને ભુલાવ્યું તેં મારૂં માન.
હીણી તે સ્થાણી રીતા ક્યાંથી થાય ?
પાપિણી તું ભલામાં ન સમાય !
જનુની લજાવી હાથે વિષ વાવી બાળાને તજાવી બનાવ્યો નાદાન.

૧૭

**મુળા**—મારૂં હાર મારૂં હાર ડરૂં ના લગાર,

અલી છબી અપાર કરૂં ધુળ અવતાર
શું તું જાણે ગમાર?
નવ તેં વિચાર કાંઈ કર્યો તલ ભર,
હવે જો ખાશે માર, વ્યાપ્યો હૈયામાં ખાર,
ઠરૂં કરૂં જો પાર. —મારૂં,

૧૮

**કુમાર**—કુંવરજીનાં લગન આવ્યાં લગન આવ્યાંરે.
વ્હાલાજીના વીવા આવ્યા વીવા આવ્યારે.
એ હું તો ભુરે ઘોડે ચઢીશ હુંઅ !
**ડાક્ટર**—ભુરો ઘોડો તો કુંભારને ત્યાં સારો મળશે—**કુંવરજી**
**કુમાર**—લગનમાં તો આવ્યા લોકો—
**ડાક્ટર**—વરને જોઇને મુકે પોકો. —**કુંવરજી૦**
**કુમાર**—વરરાજા તો બહુ ફાંકડા લટકે ચાલે બહુ વાંકડા ?
**ડાક્ટર**—જીવતાં કાંડે ગયાં લાકડાં મુઆં માનવી ખરાં માકડાં -**કુ૦**

૧૯

**વિમળા**—હો સ્વામીરે હું અભાગી જાત.
અરેરે અરે હો સ્વામીરે. હું.
સારૂં કરૂં માઠું ઠરે કરમે જશ ન લગાર.
બાળક પણ ગાળો દિએ જીવીને શું સાર ? —હો૦
સમજુ નહીં બીજું કશું બાળા પતિની હાથ,

તોયે શિર હારે નહીં હર હર તું જગનાથ. —હો૦

૨૦

**જયપાળ**—રમણિય પુષ્પ લતા તું નાજુક, એમ ન જા કરમાઇ,
તું કરમાતાં ભ્રમર ભુલું હું દે ખિલિને રસ પાઇ;
ભુલ સહુ માફ કરી બોલ સલુણી હસી —ભુ.

૨૧

**કળા**—હું કોને કહું દુઃખ હવે હે હરી ?
હાય હાય ગઇ માડી મારી શે મરી ! —હું૦
બાંડાથી મુજને શીદ પરણાવો ?
વેરી થયાં કેમ મહેર ન લાવો ?
બાળ નમાયાંને શાને રીબાવો ? —હું૦

૨૨

**કસ્તુર**—મોટા શેઠ વેપારી આવ્યા ભાઇઓ વઉને તેડી લાવ્યા
ગરજે ગડા વણિક વિષયી જરનારે લલચાય,
હું સહમજું મારા ધન્ધામાં ભલા ભલા ઠગાય !—મોટા૦
અલી એ ચાલની મકુ?
**જુની**—ચલાશે તેમ ચાલીશું જો.
**કસ્તુર**—ઓતારો નખરો ને બોનારો લટકો હાં—મોટા૦
ઘસાય લોઢું ઘસાય લાકડું ઝવેરને પાણીઆ,
નથુભાઇ લુચ્ચાના દાડા ઘસાય નહિં વાણીઆ—મોટા૦

૨૩

**કસ્તુર**—મલને મારાં વાઘ રમાડ્યા;

**જુની**—માંકડ માર્યા છે,

**કસ્તુર**—મોટા મોટા લડનારાને પણ સંહાર્યાછે ?

**જુની**—આ શું બરડે ?

**કસ્તુર**—બાપરે શું કરડે?—મશ્કરી કીધી હુંએ બુચ્ચી !

**જુની**—શું રૂપાળા છે રૂપે વાંદર રંગે કાજળ પુછડાં વાળાછે !!

૨૪

**જુની**—પુરી આશા હરીએરે ખુશાખુશ થઉં !
મળી બાળા રૂપાળી ઘરે પારણું ઝુલાઉં !
રોજ રંગે રમાડું જમાડું ને લડાઉં;
હ્યો વાર કરના ચાલોજી અલબેલા !

**કસ્તુર**—એ પડતી મુકો માનોજી-

**જુની**—છો ઘેલા ! ! ! પુરી૦

૨૫

**કુંદ**—તું બની કરોળિયો જાળ તેં ખરી રચી,
આ ગુંચાયો જીવરાજ તારમાં ફસી,
થુ થુ થુ પ્રપંચી નારી તું,
શું રૂડી રંગવાળી છે કટારી તું !
મીઠું મૂખડે હસી છાની પ્રાણ લે ઘસી.

ધિ:ક નિપગ્રમ જાગછે ફરી !!     તું૦

૨૬

કુંદ—પ્રભુજી લેજો બાળના ભલે છિનાવી પ્રાણ,
પણ માયાળુ માવડી મરજો ના ગુણવાન.
ભર વગડામાં વાછરૂ નહિ વાડો કે વાસ,
રીગી મરવાથી ભલે જાય પ્રભુની પાસ.

૨૭

સાખી—મનખ દેહ ફિર નહિ પાવેગા કયુંએ બદે ડરતા હય ?
કરતા હરતા હય હર શંકર આપઘાત કર્યો કરતા હય ?
લેખ લિખા કિસમતમેં બિધિને વો ફિર કબહુ ન ફિરતા હય
યહ માયાસે મોજ કરેગા સતસે શુભ પર ધિરતા હય ?
હંસા પલમેં પંથા લેતા પીંજર ખાલી પડતા હય !
માયાસે મન જબ મારે વો નિરભય સચ્ચા તરતા હય.

૨૮

સાખી—સમજ ડગંભરરે સત મારગ ચલજા પ્યારે,
રખના ડર એક પ્રભુકા, વો કરતા હય નહિં દુજા,
ચતુર ધીર ધરરે—     સત૦
હર શંકર તુરિયા સ્વરૂપ સચ્ચિદ આનંદ રૂપ,
નિરખ નિરખ મન મુરખ બન નિરભય રૂપ અનુપ. ધીર૦
નિયમ નિયમે સવિતા પ્રભુ ચલે અચલ તપ તેજ,
ગ્રહન લગે ઉત દેવકો બાદલ છાંયા સહેજ—     ધીર૦

## અંક બીજો

નિમળા—   ૨૯

રસિક રસિક મનડાં તું બનીજા.
મોજ કરી નહિ આ જગમાંહી !   રસિક૦
સહુ મતલબનાં તું કર તારૂં,
જાણ્યું જો માણ્યું
કોણ જાણે ત્યાં તે આવું થાનારૂં ??   રસિક૦

૩૦

વિમળા—એએએએ એએએએ બાળા—

મળ્યાં ના ભોજન નિત ભાત ભાત,
ગમતાં મન ફરતાં જીવિત બળ્યું તો તારૂં એ૦
પ્રિતિ સુગંધ મંદ મંદ મધુરી
નવિ નવિ માણે તે ચતુરા,
રસિક પુષ્પ ભમરી જો ચુસ્યાં—
તો તું જન્મી સફળ સરવ સુખ માણ્યાં.   એ૦

ડાક્ટર—   ૩૧

થયું કામ પાર નહિ લાગે વાર હવે રાણી પ્યાર કરશે ક્યારે
મળે છેલ નાર રસ સુખ અપાર ધન બેસુમાર મળશે ત્યારે

આવુ સ્યાણીને ખાકુ બાકુ વીને હડ હડ હડ થઇ જાય ?
સમજે તે લે ઝહેર ઉપરથી સ્યાણી રીતા થાય નહિ
રસીલી—જન્મી૦

૩૫

**વિમળા**—ચાલો ચાલો પ્રાણના પ્યારા (૨)

કામણગારા, આંખના તારા, સ્નેહ સુધારા.

**ડાકટર**—પ્રેમની ધારા છો ! ચાલો૦

**રાણી**—પ્યારાની તો દાસી સદાની,

**ડાકટર**—હાર હૈયાની છો.

**બન્ને**—અરે વાહ? વાહ? વાહ? વાહ?

**ડાકટર**—મોહન ગારી મુરતી સારી ને બલિહારી મીઠડી તારી,

**વિમળા**—હું ગઇ વારી ?

**ડાકટર**—પ્રેમીની પ્યારી છો ?? ચાલો૦

૩૬

**કેદ**—નસીબની આશા બલિહારી (૨)

—ઘડીમાં રાજા ઘડીમાં જોગી પળ પળ છે ન્યારી? નસીબ૦

લિલાટે લખ્યાં હશે ભાવી.

ભટક્યા રામ વિકટ વન માતાસીતા સુકુમારી! નસીબ૦

નસીબને હરી મદદ તારી,

બર વગડામાં નાના લવકુશ લીધા સંભારી, નસીબ૦

૩૭

કુંદ—અરે જારે જારે જારે શું અનાડી બકેરે ?
શું અનાડી બકેરે આમ શું તું છકેરે ?
તુ કાયર રણમાં શું ટકે? અરે૦
મુરખ હેય તે મોઢે બકે બહુ,
હોય આછો ઘડો તેજ છલકે છે રે તું૦
તુ તસ્કર તે શી ગણુની માં?
જો કાળ કટારી તીખી આ ઝળકે છે. તું૦

૩૮

કસ્તુર—એમ શુ કરોરે શેઠાણી એમ શું કરોરે ?
જુની—તમે વાહરે મીઠુ વાણીઆ ?
કસ્તુર—પ્યારી મારી એમ શું કરોરે?
જુની—વાણિયા વેડા કરો હવે વેગળી રૂપીઆ છોડો આમ-
કસ્તુર—ગજવાં મારાં જો છે કાંણું નહી ફુટી બદામ- એમ
જુની—યાદ રાખો આજે મારીને મરીશ કદી નથી છોડનાર,
કસ્તુર—હું ટો ટારો નોકર ચાકર એમ કરે શું યાર ? એમ શું૦

૩૯

કળા—પડી પડી તો સામટી કરી ના બીચારીરે પડી.
બીની બાપથી પડી કુવામાં મરી ગઇ ના દુખિયારીરે ! પડી.
વાણીક તણે હાથે ચઢી ભાળા નસીબે ત્યાં એ નઠારીરે ! પડી.

જીવીને શું કરવાનું છે ક્યા તુ તો મુએલીજ સારીરે ! પડા.

વારાંગના— ૪૦

આપારી સવારી કોતલ ધીમે ધીમે ચાલે રાજા—

આહીસ્તાજી હો હો એજી આવે મારા રાજ.

નાજુક ગોરી પાતળી કમર લચકાંજ ખાય.

ધીમે ધીમે ચાલુંજો મારો નાજુક જીવ ગભરાય. આપારી.

સજન ફુલ ગુલાબડા ધુપ પડે કુમલાય;

જો આવે બિચ બાદલી મરજકો કે છાય. આપારી

વારાંગના— ૪૧

તું રહો શાહ કાયમ પ્યારે, સદારંગી ન્યારે ન્યારે !

નેનો પ્યારે આંખો પ્યારે! જીયો જીગોજી મતવારે. તુ૦

સરદારી મુખતારી સારી ગુલકારી ભારી,

છબ પ્યારી રંગત ન્યારી, છાઇ હય બાદે બહારી,

સરવર દુખહર, બરતર સુખકર, ગરીબ પરવરતું.

ઔર માહ પારે સબમે આપે,

અમર રાજ કાયમ ગો ભારે. તુ.

સિપાઇઓ— ૪૨

અર વાહરે વાહરે વાહ અચ્છી ક્યા એ બાત!!

ખાલીથી—

ભરીથી જૂઠ ગોલેગા તો ખા જાયગા કે લાત આ

કરકે ચોરી બન ગયે કાજી !
પાકે શીશી બન ગયે રાજી ! વાહરે૦
માર ખાય બીન સમજ ન આવે,
શીશીસેં છયરા લલચાવે-!!! વાહરે૦

૪૩

**કસ્તુર**—અલી કેવું નહિ કેમ માને ?

**જુની**—લ્યો ત્યારે—!

**કસ્તુર**—આ મારે—!

બાપાને બોલાવું, પછી બ્નેે બતાવું, માને તેડી લાવું,
વલે હું કરાવું.

**નવી**—જરા ડર—

**જુની**—છાની મર—

**નવી**—અભાગણી સારૂં કર, તારાપર ફટપો;

**જુની**—રાંડ હવે છાની મર—કહેવું૦

જોર જમાવ્યો

**કસ્તુર**—બોટી ખરી—

**જુની**—કળાને લાવો-

**કસ્તુર**—ફાટી વળી-

**જુની**—છોડો હવે ખટપટ, બતાવો ઝટપટ,

**નવી**—બોલ શું. પટપટ ?

**જુની**—જા રાંડ દુર હટ!

**નવી**—ઓય મા મારી નાંગી-

**કસ્તુર**—ઓય મા મારી પાંસળી ભાંગી, કહેતું૦

૪૪

**કસ્તુર**—હાડકાં ભાગે (૨) એ બાયડીનું સુખ આ જો જો,
ઓયરે, બાપરે.-ઓયરે, મારે- હાડ૦

**જુની**—વિચાર કીધો નહિ પહેલાંથી. મારા ઉપર શુળી કાધી,
હું ડરવા દઉં નહિં કાંઇથી;

**કસ્તુર**—ઓ બાપારે-ઓરે મારે! હાડકાં૦

**નવી**—સાસુજી સસરાજી દોડો!

**જુની**—બન્ને બેસી માથું ફોડો!

**કસ્તુર**—ઓ બાપારે!! ઓરે મારે!! હાડકાં૦

**ડોસા-ડોસી**— ૪૫

આતે શો ઉતપાત વહુજી આ તે શો ઉતપાત!
નારીને વશ થયો અભાગી દીકરે ખોણી જાત!

**કસ્તુર**—એ બાયડી પરણાવી તમે મને મરજે માંત વાત વહુ૦

**નવી**—માબાપે મુંકી ભર દરિયે,

**ડોસો**—વહુજી રાખો શાંત,

**જુની**—આશો ઉપર મારી સાથે,

**કસ્તુર**—પેહેલા નંબર વાત! બ૦,

૪૬

**વિમળા**—ક્યાં બાળક ક્યાં પતિને હું આવી પડી!
પાપ કર્યાં તો પીડા નહી અપારજો!
સાચાના સંગાતી ભુલી ભામિની
પાપ કરી દુઃખ વેઠી હરી ગમારજો—ક્યાં૦
એક ગુન્હો કર માફ હવે ચુકું નહિ,
મેળવ મારાં વહાલાં કેરી ભાળજો.
મારાંતે દુઃખ માટે મરૂં હું તો ખરી,
પાપીણીને જીવવામાં શું સારજો?—ક્યાં૦

૪૭

**સરદાર**—મ્હું ફિરાતી ક્યોં પ્યારી ઇગ કર કુરબાન!!
દિલજાન પરેશાનરે!— ફિ૦
આઓ ગલે મીલ જાઓરે પ્યારી પ્યારી જાન! ફિ૦
ચ્હેન પડે નહિ પ્યારી ઘડી પલ, આઓ દિખાઓ
ન સુંદર છલબલ,
આઓ વારી પ્યારી જાન!! ફિ૦

૪૮

**વિમળા**—મુરખ મન નટખટ વિચારતું.
ફુડાં કામ તો તમામ દુઃખનુંજ રહે ધામ,
ધિક્કાર અભાગી શીદ ડુબાવેછે નામ? મન૦

કડાં કામે કડું નામ મુંડાનું ન ભલે ઠામ,

ધિઃક ધિઃક બીજુ કહેવું શું ? મન૦

ફૂંદ— ૪૯

ચાલ પાપી દુર થા, ચાહે જીવવા જા!

શરમ શરમ નફ્ફટ લંપટ નીચ લુચ્ચા નીચ લુચ્ચા! ચા૦

પાપી દુરજન હરામી મુરખ મન.

ચલ હટ નટખટ ધિઃક ધિઃક ફુટ ફુટ-

જારે જા ભુંડા—

ફરી કરી કોઇ રીતે જીને નહીં—

હરામી સમજી પોબાર થા,

સમજે ના હાથે જાને માથે હોરેછે,

ગમાર નવ થા, માર નવ ખા, વાર કરના. ચાલ૦

૫૦

**સિપાઇઓ**—આવંતા બંદા અનેગા સરદાર!

વાવાવાવા વાવાવાવા ? ! ?

હાંહાંહાંહાં હાંજી મીયાં ? બંદા૦

જાજાજાજા નજાજાજા,

અલ્લા તાલા માર દીયા. બંદા૦

હમ તુંમ સબસે હવગે બહાદુર મારેગે તલવાર,

મીયાંકી સીકલ તો દેખે. ઉલ્લુ કે સરદાર—

# અંક ત્રીજો.

---

**વિમળા—** ૫૧

હાય દશા પાપીની આવી ? હાયે ફરી વિપતી બિજ વાવી. હાય૦
જગત વાટીકા આ જીવ માળી, કર્મ ન, કોના હાથે આવી. હાય૦
જાળાં કર્મ તણાં કડુ ફળ છે, સત અમૃત ફળ હેઠે ઝુકાવી. હાય૦
નિરભય એકજ સત્યજ મોટું સત્ય તરે પછી દુઃખ નો બાકી. હાય૦

**કુળા—** ૫૨

સુખ નહિ જન્મીને થઈ દુઃખણી રહી,
આફત રહી વહી પડી વિપતી. ના ગઈ-સુ૦
માવડી ગઈ મુકીને બાઈ ગયો હાય-હાય-હાય-હાય ?
ધિરજ નહિં ધરાય અમુઝાય, મન દુભાય, નવ ખમાય, હાય હાય,
ઘડી ઘડી બહુ રડાઈ જાય, મરું મન થાય, તોએ નહિ
થાય, લાગી રહી લહાય,
હિણભાગીનું મ્હોતે નથાય ?
દીન દીન રિબાતી જાય, ન જડે કો ઉપાય.
રે ? જીવ હવે કોણ સ્હાય ? બ્હારે ધસી કોણ ધાય !
ખથી જે છૂટાય ! વીરો હોય ધીરે ધીરે દુઃખ આ ટળાય. સુખી૦

૫૩

**નેમચંદ** } મેર બોલે નઠારૂં એવું શું ?
**વાણોતર** } નહિ સારૂં નઠારૂં જાણું મેર૦
એ ખીસ્સાં તો ભરીએ,
**નેમ—** તો કામે પણ કરીએ,
**વા—** એ કામનો ખાવાનું,
**નેમ—**ઓ બાપરે નરકમાં પડીએ !
**વા૦—**અરે સરગમાં જાઇએ,
**નેમ—અરે** કુજેત તો થાઇએ,
**વા૦—**ત્યારે વાણીઆજી રહીએ૦ મેર૦

૫૪

**જયપાળ**– બાળકો ગુમાવ્યાં નારી, કહમાં ફરીને. –બાળકોને
મ્હેલને બદલે બાળ છાંગડે રમ્યાં સદા,
વાહને ચંદેલ લાલ વેઠશે શું આપદા! –બાળકો૦
ક્યાં હશે સદગુણી કુંદ પ્યારી દીકરી કળા !
દુઃખ વેઠી ના શકે સુકાઇ થશે શ્યામળાં, –બાળકો
નારી વશ જીવ બન્યો લાભ એક ના થયો,
ભૂંડી એ ભુલાવી ગઇ ભૂલી તું રહી ગયો.–બાળકો૦

૫૫

**કુમુદ—**
શોધી લાવું હુરે ( ૨ ) તમે બ્હીયો બાપુજી શું કામ !

સીઓ— ૫૯

ગાઓ સાહેલીરે અંબા રૂપાળી રાણી ભોળાની,
ઝળાહળ જ્યોત બિરાજે ઝમ ઝમ ઝાંઝરાં વાજે
રંગ અંબીકાજી રંગ રગ શંકર સુરંગ નયન છા-
જેરે!! અંબા૦
શક્તિમાં શક્તિ મળે માટી માટી જાય;
શક્તિ વિણરે પ્રાણીઆ ફોકટ ફેરા થાય. નયન૦
પ્રથમ શક્તિનો પ્રતાપ, શિવની ગતિનો અમાપ નયન૦
શક્તિ આ વ્યાપી રહી અંધાને દેખાય;
જય જય શક્તિ માત તું સમજે નિર્ભય ગાય. નયન૦

૬૦

સખી—ચાલોજી ચતુર નર અમ સખી ઘર!
કુંદ—મને માફ કરો,
રમા—બીજી વાત કરો, શાનો દુઃખ ધરો, આજે વન્ન ફરો? આ૦
કુંદ—રોકાતું બને નહિ,
રમા—જાજો એક દી રહી,
કુંદ—ઘડી તો ઘણી થઈ,
રમા—વાત રાખો મેં કહી;
સખી-રમા—પ—ધા—રો—જી.
કુંદ—રસીલી છે છબીલા નેમકુંવરી

પ્રિતે પુરી આ મિઠડી શી અ ખડી!    આ૦

**સખી**—નહિં જ મનાઓ? શું નહિં આવો?

**રમા**—મારા સમ શાને તલસાવો!

**સખી**—ના ગભરાઓ ના ડરી બનઓ;
    મન ભાવેનો મુડો લજાવો!    આલે૦

૬૧

**કુળ**—ડરી નહિં બાળા આ બીચારી ( ૨ )
આવ્યું નહિ મોત હાય હવે ગઈ હારી;
એક જનુની સીધારી; વ્હાલી માવડી સીધારી;    ડ૦
વેરણ બનીને સાપણી ડસી કુમળી કાય
સાવકી સાપણી ડંસનું ઝેર નહિં રૂઝાય,
નાના નાનાને રોવાવી; પાપણી એ ગઈ ફાવી;
જરા દયા નહિં ધારી.    ડ૦
ભાઈ બિચારો ક્યાં હશે? રઝળું છું હું આમ!
દીન દીન ઉગે દોહ્યલા સુઝે ના ચોઠાંમ.
દુઃખડાં અપાર પડ્યાં પાપ શાં એ આવી નડ્યાં.
હરી હવે લે ઉગારી;    ડરી૦

**છોકરા**—    ૬૨

વાહ જવાન! વાહ જમાના! વાણીઆ ભાઈ તમારી;
લાગે નઠારી—

૬૫

**કુંદ કળા—**

મળ્યાંરે બેન ભાઇ આનંદે અપાર;
આભાર કર્યો કિરતાર! જય જય જયકાર! આનંદે૦
મન તણી મીટી આપદા, થયાં સુખી જય જય જયકાર!
આનંદે૦

૬૬

**રાણી—**હાયે કરી બની દુઃખીઆરી, કંઈ કુડાં કૃત્ય વિચારી
બની નર્ક તણી અધીકારી, ગભરાય! હરહાય!
મેં કરી પાપનાં કામ, ડુબાવ્યું નામ, હરી વ્યભીચારી હાયે૦
બાળુડાં એ શોકના તેપર રાખી ખાર,
પ્રપંચ કીધા મારવા કાઢ્યા વનમોઝાર.
પતિને દુઃખ દીધું ભારી, સહુ ખોટી વાતજ મારી. ગ૦
પતિને પણ પછીથી તજ્યા કર્યું મહા એ પાપ,
ખાડો ખોદે તે પડે પોતે આપો આપ.
એ ઘોર પાપીણી નારી, હું સાવકી માઉં તમારી. ગ૦

૬૭

**કળા—**વારે અલી મધુરી મેના! ખેંચે હસી નેણાં!!!
**રમા—**શું બનાવો! શુ લજાવો! નાની નણુદી શું સતાવો!!
**કળા—**વાહ નખરો! એમ શું કરો! વાહ લટકો! કેવો ચટકો!

મટક મટક બહુ ડોલે રસીલી ! ધીરી ધીરી સહુ જોશે છબીલી,
નાજુક કટી લચકો કરે છોડે નયન કમાન,
લપટાઇશ ભુજ પાસમાં ત્યારે સમશે તાન,
ઇસારે સમજાવે કેવી ! લટકાથી લલચાવે કેવી !
રંગીલી રસીલી બાલી વાહ !!!

* * * * * * * * * * વારે૭

૬૮

રમા—આવોજી આવોજી આવોજી.
કળા—ભાભી વાટ જોતાં રહી. સંભારેછે ક્યારની.
રમા—હું તો ગઇ છું વારી
કળા—બાલીની બલિહારી
રમા—મીઠી વાણી તમારી
કળા—ભાલીની છબી પ્યારી. હું તો ભોળી બિચારી.
રમા—વાત બનાવી સારી. વહાલા લેજો વિચારી,
વસો છો ભેળા મારી. આવોજી.

૬૯

કુંદ—બોલ રસીલીના મીઠડા સારા
રમા—મીઠું બોલી મનડું હરનારા,
કુંદ—પ્રાણ પ્રીયા મારી આંખોના તારા,
રમા—મળ્યા મળ્યા પીયુ કામણગારા,
પ્રેમ હીંચોળેલ હીંચનારા
રમા—પ્રેમની મુરતી પ્રીતમ પ્યારા.

જાત પુર્યો પ્રભુએ સહુ મારા,
કુંદ—અરે વાહ પ્રિયા.—
રમા—છો રસિયા—
આંખ નચાવો હસી હસી ટેડી.
કુંદ—પ્રેમ કટાક્ષ કરે ગોની નેડી
રમા—પ્રેમે ભીંજવી.
કુંદ—ને લલચાવી ઓરૂ૦

કળા— ૭૦

ગુંથ્યા ગજરા ( ૨ ) ભાભીને ભાઇને આનંદ વધાવવા.
ફુલ જાઇ જુઇ ગુલાબ તણાં, ગુલદાવદી મોગરાની ન મણા.
ભાઇ ભાભી વધવું ભારી નયણાં, ગુંથ્યાં૦

સ્ત્રીઓ— ૭૧

અગર જતે અતર પુષ્પો વિવિધનો નવ પાર.
પ્રેમ પ્રવાહમાં ડુબતીરે. રૂડી ગાયછે ગોરીનાર.
વિવાહ ભલે આવીઆ
સાચાં માણેક ચકચકેતે મોતીઝુલ્યાં જાય
સદ્‌ગુણી સ્વાંમી સાંપડોરે. રંગરંગ ભીંજેછે અપાર
વિવાહ ભલેઆવીઆ

વિમળા— ૭૨

બરમાઇ ભોળી પિયુકરો નજર,
ઠરરાખ્યો નવહરિનો મનપર.
ક્યાં નકરી બાળકને દુ:ખકર બરમાઇ.

